## છુપી પોલીસ

( મણકો બીજો )

# વેષધારી ઠાકોર રણબહાદુર



દોહરો.

અરધું વાંચી અવરને, જો આપે ઇનશાન,
રસહીણુ ગ્રંથ ગણું નકી, કલમ કરૂં કુરબાન.

આવૃત્તી પહેલી



કીંમત બે આના.

# વેષધારી ઠાકોર રણબહાદુર.

## દોહરો.

**આર્ય બંધુ! આ સમયમાં; બહુ બદમાસો જોર;**
**વણ ઓળખ સરખા ગણો, ઠગ ઠાકકુર કે ચોર.**



એકરોજ સવારે જેપુર રેલ્વે પોલીસ પાસે મનસુખલાલ નામના ઝવેરીએ આવી જાહેર કર્યું કે;

હું અમદાવાદથી ટ્રેઇનમાં નીકળી ગઈ રાત્રે અહીં આવેલો છું. હું ઝવેરાતનો વેપાર કરતો હોવાથી હીરામોતીના દાગીના કીમત રૂપીયા દસ હજારના વેચવા સારૂ મારી બેગમાં ભરી કનોજ આવવા દરમ્યાન રેલવેમાંથી મારી દાગીના ભરેલી બેગ કોઇ ઉઠાવી જઈ રજુ કરૂં છું તે બેગ બદમાસ મુકી ગયો છે. તેમાં એક ધોએલા કોટ સિવાય બીજું કસું પણ જણાતું નથી. તે ઉપરથી પોલીસે મનસુખલાલ ઝવેરીની ફરીઆદ લખી લેઈ આગળ તપાસ ચલાવવા કેટલીક હકીકત માટે મનસુખલાલ ઝવેરીથી પુછપરછ કરતાં મનસુખલાલે ખુલાસો આપતાં જણાવ્યું કે

અમદાવાદથી રેલ્વે ટ્રેઇન ઉપડી ચાલુ થતાં ચાલતી ટ્રેને એક માણસ હુ બેઠેલો તે સેકન્ડકલાસના ડબાના ખાનામાં ચઢી આવી મારી સાથે બેઠો હતો. તે સાથે મારી વાતચીત થતાં તેણે પોતાનું નામ રણબહાદુર બતાવી પોતે ઇડર સ્ટેટમાં જાગીરદાર ઠાકોર છે અને પોતે દીલ્હી જવાનો છે એમ તેણે મને કહેલું હતું. આગળ જતાં તેણે પોતાના ખીસ્સામાંથી એક ટીકીટ કહાડી મારા હાથમાં આપી અને

ટીકીટનો નંબર લખી આપવા કહેતાં તે ટીકીટ મેં જોઈ તો તે અમદાવાદથી દીલ્હી સુધીની હતી. ટીકીટનો નંબર ૦૩૧૫ હતો તે નંબર મેં મારા પાસેના એક કાગળના કકડા ઉપર લખી આપી ટીકીટ તથા નંબરવાળો કાગળ પાછો આપતાં તે તેણે પોતાના ગજવામાં મૂકેલ હતો.

મુસાફરીના થાકના લીધે મને ઉંઘ આવવાથી મેં મારી ઝવેરાત ભરેલી બેગ મારા પાસામાં ચોકસાઈથી ગોઠવી અને ઊંઘવા પહેલાં મને જેપુર સ્ટેશને જગાડવા મેં રણબહાદુરને સુચવી હું ઉંઘી ગયો હતો અને જેપુર સ્ટેશને ગાડી આવી ત્યારે પણ હું ઉંઘતોજ હતો.

જેપુર સ્ટેશનેથી બરોબર ગાડી ઉપડવા વખતેજ રણબહાદુરે મને જગાડયો અને જલદી ઉતરી જાવ ગાડી ઉપડે છે એમ કહેતાં ઉતાવળમાં મેં મારા પાસામાં રાખેલી બેગ હાથમા પકડી ઉતરવા જતાં ટ્રેઈન ઉપડી ચાલું થઇ તેથી બેગ સાથે કુદકો મારી ગાડીમાંથી હું નીચે ઉતર્યો અને ગાડી ઉપડી ગઈ.

મારી ઝવેરાત ભરેલી બેગ નીન્દ્રાવસ્થામાં મારી સાથે બેઠેલા પેલા રણબહાદુર નામ બતાવેલ માણસે યુક્તિથી મારા પાસામાંથી કહાડી લેઈ તેના બદલામાં આ રજુ કરૂં છું તે બેગ તેણે ગોઠવી આપવાનો મને શક છે અને તેજ મારી ઝવેરાત ભરેલી બેગ લેઇ ગયો એમ હું માનું છું. મારી બેગ લાલ ચામડાની નવી લીધેલ છતાં બેગ ઉપર વીલશન કંપનીનું નામ છે. રજુ કરૂં છું તે બેગ પણ મારી બેગ જેવીજ છે અને એકજ મેકરની છે પરંતુ તે મારી નથી.

તે ઉપરથી જેપુર રેલવે પોલીસે દીલ્હી પોલીસને ફરીઆદનો મજકુર જણાવી તપાસ થવા તારથી ખબર આપી તેથી ટ્રેન આવવાને વખત થતાં સ્ટેશને તપાસ માટે પોલીસ આવતાંજ ટ્રેઈન

સ્ટેશન યાર્ડમાં આવી ઉભી રહી. ટ્રેઇનમાંથી પેસેન્જરો ઉતરવા લાગ્યા અને સેકન્ડ ક્લાસમાંથી ઉતરતા ઉતારૂને તપાસ પોલીસ ચોકસાઇથી કરવા દરમ્યાન એક ઉતારૂ હાથમાં બેગ પકડી સેકન્ડ ક્લાસના ડબા-માંથી નીચે ઉતર્યા તે બેગ કનોજ પોલીસ તરફથી આવેલ તારમાં દર્શાવેલ વર્ણન પ્રમાણે હોવાનું જણાતાં પોલીસે તે ઉતારૂને રોકી પુછ્યું કે.

સવાલ—આપ કયાંથી આવો છો? આપનું નામ શું ?

જવાબ—( જરા અટકીને ) હું અમદાવાદથી આવું છું અને મારૂં નામ પુનમચંદ છે.

સવાલ—જરા આપ પાસેની ટીકીટ બતાવશો કે ?

જવાબ—કેમ નહી ? જુઓ રહી ટીકીટ.

સવાલ—( ટીકીટનો નંબર ૦૩૧૫ જોવામાં આવતાં ) આ ટીકી-ટનો નંબર જુદા કાગળ ઉપર લખેલો આપની પાસે છે વારૂ ?

જવાબ—હાજી ! આ રહ્યો.

સવાલ—( કાગળ ઉપર લખેલ નંબર જોઇ) આ બેગ જે આપે હાથમાં પકડી છે તે કોની છે ? શેઠ !

જવાબ—( જરા અટકીને ) આ બેગ મારી પોતાનીજ છે ! પોલીસ અમારા જેવા સાહુકારને પજવવા માંગે છે કે શું ?

સવાલ—ના ના ! બીલકુલ નહી ! પરંતુ જરા તે બેગ ખોલી બતાવશો કે !

જવાબ—( આમ તેમ ખીસ્સામાં હાથ નાંખી ગભરાયલે ચહેરે ) આ બેગની ચાવી તો કયાંઇ પડી ગયેલી દેખુ! ચાવી સિવાય બેગ શી રીતે ખોલી બતાવી શકાય !

એ પ્રમાણે જવાબ મળતાં પોલીસે શક ઉપરથી તે બેગ પંચ સમક્ષ ખોલાવી તપાસી તો તેમાંથી ફક્ત એક જુનો કોટ તથા તે કોટના ખીસ્સામાંથી એક આરસી મળી આવી. ઝવેરાત વીગેરે કશું પણ જણાયું નહી તેથી ઝવેરાત ઉડાવી જવાનો પોલીસને પાકકો શક આવતાં પુનમચંદને પોલીસ અટક કરવામાં આવી અને ફરીઆદી મનસુખલાલને મોકલવા કનોજ પોલીસને તારથી ખબર આપ્યા.

જેપુર તાર પોંહોચવાથી પોલીસે મનસુખલાલ ઝવેરીને ખબર કરતાં મનસુખલાલ ઝવેરી જેપુરથી પહેલી ટ્રેઈનમાં નીકળી દીલ્હી આવી પોલીસને મળ્યો તો પોલીસે પકડેલ બેગ બતાવતાં તેજ બેગમાં ઝવેરાત ભરેલું હતું એમ કહી મનસુખલાલે પોતાની બેગ ઓળખી બતાવી એટલે પોલીસે અટકમાં રાખેલ પુનમચંદ નામના માણસને બતાવ્યો. રણબહાદુર નામ આપી મારા સાથે જે માણસ સેકન્ડ ક્લાસમાં બેઠેલો તે માણસ આ નથી. પરંતુ આ માણસ તો ધનાઢ્ય વેપારી છતાં મારો નીકટનો સગો છે એમ મનસુખલાલ ઝવેરીએ પોલીસને કહેતાં મળી આવેલ મુદ્દાની બેગ માટે ખરો પ્રકાર શું બનેલો છે તે બાબત પોલીસે પુનમચંદને દીલાસો આપી પુછતાં તેણે જણાવ્યું કે—

મારે દીલ્હી કામ પ્રસંગે આવવાનું હોવાથી હું જટવારા સ્ટેશને આવતા ટ્રેઈન આવી ગઇ હતી તેથી ટીકીટ માસ્તરે મને દીલ્હીની સળંગ ટીકીટ કાઢી ન આપતાં બાન્ડીકુઇ જંકસનની ટીકીટ આપવાથી ટીકીટ લેઈ હું સેકન્ડ ક્લાસના ડબામાં આવી બેઠો. હું જે ખાનામાં આવી બેઠેલો તે ખાનામાં આગળથી મુસાફરી કરી આવતો એક માણસ બેઠેલો હતો તેની સાથે મારે વાત ચીત થતાં

તે ગુજરાતનો જાગીરદાર ઠાકોર છે એમ મને જાણવામાં આવ્યું. મારે દીલ્હી જવાનું છે દીલ્હીની સળંગ ટીકીટ માસ્તરે ન આપવાથી હવે બાન્ડીકુઇ સ્ટેશનેથી ટીકીટ બદલતાં બહુ ત્રાસ પડવાનો આવું મેં સહેજ કહેવા સાથેજ પેલો માણસ બોલ્યો કે–

શેઠજી! કશી પણ ફીકર ના કરો મારા પાસે દીલ્હીનીજ ટીકીટ છે પરંતુ મારે અગત્ય કામ સર બાંન્ડીકુઈ સ્ટેશને ઉતરવાનું છે માટે જો આપને મારા પાસેની દીલ્હીની ટીકીટ જોઇતી હોય તો ખુશીથી આપ લો અને આપના પાસેની બાંડીકુઇ જકસનની ટીકીટ મને આપી દીલ્હી સુધીના વધારાના ભાડાની રકમ મને આપી દો કે બાંન્ડીકુઇ જકસને નવી ટીકીટ કઢાવવા આપને જરૂર રહેસે નહી એમ કહી તેના પાસેની દીલ્હીની ટીકીટ તેણે મને આપતાં તે ટીકીટ મેં લીધી મારા પાસેની બાંડીકુઇ જકસનની ટીકીટ મેં તે માણસને આપી વધારાના પૈસા ચુકાવી આપ્યા હતા મને ·દીલ્હીની ટીકીટ આપ્યા પછી તેણે તેના પાસે તે ટીકીટનો નંબર કાગળના કકડા ઉપર લખેલ હતો તે પણ મને આપવાથી તે ટીકીટ સાથે મેં રાખેલ જે અહી પોલીસના માંગવાથી મેં રજુ કરેલ છે.

ટીકીટનો બદલો કરવાથી વખતે કાયદાની જવાબદારીમાં હું આવી પડું એવી સમજથી બચાવ મટે જ્યારે અહી મને પોલીસે પુછ્યું ત્યારે મેં અમદાવાદથી આવવાનું કહેલું પરંતુ ખરેખર હું અમદાવાદ સ્ટેશનથી ગાડીમાં બેસી આવેલ ન છતાં "જટવારા" સ્ટેસનથી ગાડીમાં બેસી અહીં દીલ્હી સ્ટેશને આવેલો છું મારા પાસેથી જે બેગ મળેલી છે તે બેગ પણ મારી નથી, તે બેગ પેલો માણસ જેણે મને દીલ્હીની

ટીકીટ આપી તેની છે અને તે માણસ હું બાન્ડીકુઈ જંકસને ઉંઘતો જોઇ પોતાની બેગ છોડી મારી બેગ જેમાં મારા પહેરવાના કપડાં તથા સો રૂપીયાની કલકત્તાની નોટ જેના નંબર ૩૩૪૫ હતો તે સાથે લેઇ ટ્રેઇનમાંથી ઉતરી ચાલ્યો ગયો છે મારા પાસેથી મળી આવેલ બેગ જે ખરેખર રીતે મારી માલકીની નથી તે મારે નીવારસી મીલકત તરીકે જે તે વખતે પોલીસ સ્વાધિન કરવી જોઇતી હતી પરંતુ મારી બેગના બદલામાં રાખી લેવાના લોભથી તેમ પરાઈ મીલકત હોવાના લીધે કાયદાની જવાબદારીમાંથી બચવા ખાતર બેગ માટે જ્યારે મને અહીં પોલીસે પુછ્યું ત્યારે મેં મારી માલકી બતાવેલી છે. પણ ખરેખર તે બેગ મારી નથી.

એ પ્રમાણે પુનમચંદે ખુલાસે હકીકત જણાવવાથી પોલીસને પણ ખાત્રી થતાં તુર્ત પુનમચંદને પોલીસ અટકમાંથી છુટો કરવામાં આવ્યો અને બદમાસને મુદ્દામાલ સાથે પકડવા દરેક રેલ્વે સ્ટેશને તથા આસ-પાસના ગામોમાં બારીક તપાસ રેલવે પોલીસે શરૂ કર્યો.

જે માણસ બાન્ડીકુઈ જંકસને ઉતરવાનું શેઠ પુનમચંદે પોલીસને જણાવેલ તે માણસના તપાસમાં રેલવે પોલીસ બાન્ડીકુઇ આવી તપાસ કરતાં પોલીસને એવી હકીકત મળી કે, બાન્ડીકુઈ જંકસને મારવાડી નેનુમલને ત્યાં એક માણસ ઝવેરાત વેચવા આવી ઉતરેલ હતો તે ઉપરથી રેલવે પોલીસે નેનુંમલ મારવાડીને ત્યાં જઇ તેને ત્યાં આવેલ ઝવેરી માટે પુછ તપાસ કરતાં મારવાડી નેનુંમલે પોલીસ રૂબરૂ જણાવ્યું કે—

એક માણસ ઝવેરાત લઈ શહેરમાં વેચવા આવતાં તે મારે ત્યાં ઉતરેલો હતો તે પોતે ઇડર સ્ટેટનો જાગીર ઠાકોર હોવાનું કહી તેનું

પોતાનું નામ કરણાજી ગંભીરજી બતાવતો હતો તેણે રેશમી સાડીઓ વીગેરેનું પારસલ સુરત સ્ટેશનેથી રવાને કરેલ તે બદલની રસીદનું ભરેલું ફારમ મને બતાવી કહ્યું કે મારે ઝવેરાત વેચવા નજીક આસપાસના ગામોમાં જવાનું હોવાથી ત્યાં અઠવાડયું થશે અને પાછળથી પારસલ આવશે તો ડામરેજ ચઢશે માટે પારસલ આવે તો મંગાવી રાખજો એમ કહી તેણે મને પારસલની રસીદ આપી હતી.

તે બહારગામ જવા રવાને થતાં પોતાને હજાર રૂપીયાની જરૂર છે માટે સાહુકારી વ્યાજે આપવા તેણે મારા પાસે માગણી કરી અને પારસલ આવેથી ગામ ભાવે માલ વેચી રૂપીયા જમે કરવા તેમજ જે દલ્લાલી થાય તે કાપી લેવા મને કહેતાં તેના બોલવા ઉપર મને ભરૂસો આવવાથી મેં તેના ખાતે માંડી રૂપીયા એક હજાર ગણી આપ્યા અને રૂપીયા આપ્યા બદલ જુદા કાગળમાં તેની પાવતી લેતાં પાવતી તેણે પોતેજ સહી કરી આપેલ છે તેના જવા પછી પારસલ માટે સ્ટેશને જઈ તપાસ કરતાં રસીદ બનાવટી છે એમ સ્ટેશન માસ્તરના કહેવાથી જણાયું તેથી તુર્ત મેં તે ઝવેરાત વેચવા આવેલા માણસનો આસપાસ બધે તપાસ કરાવ્યો પણ કંઇ પત્તો મળી આવેલ નથી તે મને પણ ઠગી રૂપીયા એક હજાર લઇ જવાથી હું પણ તેની શોધ ખોળમાં જાઉં છું.

નેનુમલ પાસેની રૂપીયા એક હજાર લઇ આપેલ પાવતીમાં સહી પોલીસે જોઈ તો દા. કરણાજી ગંભીરજી સહી દસકત પોતે—એ પ્રમાણે લખેલ હતું. તે પાવતી તપાસના કામે ઉપીયોગી થવા જેવું જાણી પોલીસ તાબે લીધી અને રેલવે લાઇન ઉપર વધારે તપાસ ચલાવતા પોલીસને બીજી એવી ખબર મળી કે

એક ભીલ ઠાકરડા જેવો માણસ મારવાડ જંકશન તથા સુરત સ્ટેશન વચ્ચેના કોઈ સ્ટેશને રેલ્વેના ડબામાંથી મારવાડી પનાલાલનો ત્રંક જેમાં ત્રણ હજાર રૂપીયાના દાગીના હતા તે ઉઠાવી ટ્રેઇનમાંથી ઉતરી ચાલ્યો ગયો છે અને તે બદલ સુરત રેલ્વે પોલીસ તપાસમાં છે. તેથી દીલ્હી રેલ્વે પોલીસ સુરત રેલ્વે પોલીસને આવી મળી અને પન્નાલાલની ત્રંક, રૂપીઆ ત્રણ હજારના દાગીના સાથે કોઇ હરામખોર ઉઠાવી જતાં તેના બુટ જોડા ડબામાં પડી રહેલ પોલીસમાં રજુ થયા છે એવું જાણવામાં આવતાં, મનસુખલાલ ઝવેરી તથા પુનમચંદની બેગો તથા પન્નાલાલની ત્રંકની ચોરી કરનાર અને મારવાડી નેનુમલને ઠગી રૂપીયા ૧૦૦૦ ખોટી રસીદ આપી ઠગી જનાર એકજ બદમાશ હોવો જોઇએ એવી દીલ્હી તથા સુરત રેલ્વે પોલીસને ખાત્રી થતાં બદમાસને મુદ્દેમાલ સાથે પતો મેળવવા રેલ્વે પોલીસે અથાગ શ્રમ લઇ તપાસ ચલાવ્યો પરંતુ કશો પણ પતો મળી આવ્યો નહીં તેથી છેવટ

આ કેસનો તપાસ ચલાવી ચોર માલનો પતો પાડવા રેલ્વે પોલીસ તરફથી સી. આઇ. ડી. સાખામાં લખવામાં આવતાં સી. આઇ. ડી. સાખાના અમલદારે બાહોશી ગણાતા હીંદી ડીટેકટીવ બાબુ બીપીનચંદ્રની નીમણુંક આ ગુન્હાઓનો પતો મેળવવા હુકમ આપ્યો.

હુકમ થતાં બાબુ બીપીને કેસના તમામ કાગળો પ્રથમ વાંચી કેસની હકીકતથી વાકેફ થયો ત્યાર પછી અમદાવાદ જઇ ઝવેરી મનસુખલાલને મળી તપાસના કાલે ઉપયોગ થાય તેવી કેટલીક હકીકત માટે મનસુખલાલને પુછપરછ કરતાં મનસુખલાલે જણાવ્યું કે.

મારે જેપુર જવાનું હોવાથી હું ટ્રેઇન આવવાના વખત પહેલાં અમદાવાદ રેલ્વે સ્ટેશનમાં પ્લાટ ફૉર્મ ઉપર આમ તેમ આંટા મારતો હતો તેવામાં એક રેલ્વે પોર્ટર જેવો માણસ મારા પાસે આવ્યો અને તમારે કયાં જવું છે ? ટીકીટ લાવી આપું કે ? એમ મને પુછતા મેં કનોજ જવાનુ કહી મારે સેકન્ડ કલાસની ટીકીટ લેવાની હોવાથી હું જાતે જઈ લેઈ આવીસ, એમ કહેવાથી તે માણસ ચાલ્યો ગયો હતો તે માણસ સાથે ફક્ત બે મીનીટજ મારે વાત થવાથી તેને ફરી હવે હુ જોઉં તો ઓળખી બતાવી શકું નહીં ગાડીમાં હું બેઠા બાદ ગાડી ચાલુ થતાં એક માણસ મારા ખાનામાં ચાલતી ગાડીએ ચઢી આવી બેઠેલો તે સાથે વાતચીત થતાં તેણે પોતાનું નામ રણબહાદુર બતાવી પોતે ઇડર સ્ટેટમાં જાગીરદાર ઠાકોર છે. એમ મને કહ્યું હતું ને બીલ ઠાકરડા જેવો જણાતો હતો ઉમર વર્ષ ૨૫ નો છતાં બાને વાને મજબુત બાંધાનો હતો. તેના મોં ઉપર થોડી દાઢી તથા થોડી મુછના વાળ જણાતા હતા તેની ડાબી આંખે ફુલું હતું મોં લંબગોળ છતાં વાતચીતમાં તેની જીભ બોલતાં અટકતી હતી તેણે જાગીરદાર ઠાકોર જેવાં સારા કપડા પહેરેલ છતાં મે પોલીસમાં જે બેગ ઓળખી બતાવેલ છે તેજ બેગ સાથે તે મારા ડબામાં ચઢી આવેલો એમ મને યાદ આવે છે તેના પાસે સેકંન્ડ કલાસની દીલ્હી જવાની ટીકીટ હતી જેનો નંબર તેના કહેવાથી મેં લખી આપેલ તે કાગળ દીલ્હી પોલીસમાં પકડાએલ છે તે કકડામાં લખેલા અક્ષર મારા હાથના છે તે માણસને હવે હું જોઉ તો બરોબર ઓળખી બતાવી શકું ખરો.

એ પ્રમાણે કહેતાં વધારે હકીકત મેળવવા બાબુ બીપીન શેઠ પુનમચંદ તથા મારવાડી નેનુમલને જઇ મળ્યો તેનાથી પુછ તપાસ કરતા તેઓએ શારૂથી જે હકીકત દીલ્હી રેલ્વે પોલીસ પાસે કહેલી તેનાથી વધારે જરા પણ ખુલાસે હકીકત તેઓ આપી શકયા નહી એટલુંજ નહી પણ હરામખોર જોવામાં આવે તો પણ ઓળખી શકીયે નહી એવું કહેતાં બાબુ બીપન પન્નાલાલને જઇ મળ્યો અને તેને પુછપરછ કરતાં તેણે એવી હકીકત બતાવી કે,

મારવાડ જંકસને ટ્રેઇન આવતાં હું જે થર્ડ કલાસના ડબામાં બેઠો હતો તે ડબાના ખાનામાં મારી સાથે એક માણસ આવી બેઠો. તે પોતે સુરત જવાનું કહેતો હતો મારે મુંબઇ જવાનું હોવાથી સુરત સુધી તે મારો સંગાતી થતાં અમો બને પરસ્પર વાતચીત કરવા લાગતાં પેલા માણસે મને કહ્યું કે,

હું નાંદોદ સ્ટેટમાં જાગીરદાર ઠાકોર છું જોધપુરથી આવું છું જો કે હંમેશ તો સેકન્ડ કલાસનાજ ડબામાં બેસી મુસાફરી કરૂં છું પરંતુ સેકન્ડ કલાસના ડબામાં વારંવાર બદમાસો ચઢી આવી ચોરી કરી જતાં હોવાથી આજે મારા પાસે જોખમ છે તેથી હું થર્ડ કલાસના ડબામાં બેઠેલો છું થર્ડ કલાસમાં ઘણું કરી ઉતારૂની ભીડ રહેતી હોવાથી બદમાસો ગુન્હો કરી જવામાં ફાવી શકતા નથી તે ઉપરથી મેં પણ તે જાગીરદાર ઠાકોરને કહ્યું કે,

હું પણ હમેશ સેકન્ડ કલાસમાંજ રેલ્વે મુસાફરી કરનાર છું પરંતુ આજે મારી સાથે આ ટ્રંકમાં ઘણું જોખમાં જોખમ હોવાથી તમે કહો છો તે પ્રમાણે હું પણ થર્ડ કલાસમાં બેસી મુંબઇ જાઉં છું વીગેરે વાતચીત કરતાં વડોદરા સ્ટેશન સુધી હું જાગતો બેઠેલો

હતો વડોદરેથી ગાડી ઉપડતાં મને ઝોખા આવવા લાગ્યા તેથી મેં મારી દાગીના ભરેલી ત્રંક મારા ઓસીકે માથા નીચે મુકી ખાનામાં અમે બેજ મુસાફર હોવાથી એક પાટીયા ઉપર હું લાંબો થઇ સુતો કે તુરત હું ઉંઘી ગયો.

સુરત નજીક હું ઉંઘમાંથી જાગૃત થયો અને ઉઠી જોયું તો મારા માથા નીચે રાખેલ દાગીનાની ત્રંક કોઇ લેઈ ગએલ જણાયું, પેલો જાગીરદાર ઠાકોર પણ ખાનામાં જોવામાં આવ્યો નહી ફકત તેના બુટ જોડા ખાનામાં જોવામાં આવ્યા ડબાનું બારણું ખોલી જોતાં કુંચી આપી બંધ કરેલું જણાવ્યું, તેથી મારી ત્રંકની ચોરી થવાની જાહેરાત મેં સુરત સ્ટેશને આવી રેલ્વે પોલીસને આપી. પડી રહેલ બુટ રજુ કર્યાં હતાં, મારી દાગીના ભરેલી ત્રંક લેઇ પેલો જાગીરદાર ઠાકોર મને ઉંઘમાં પડેલો જોઈ વડોદરા તથા સુરત વચ્ચેના કોઇ પણ સ્ટેશને ઉતરી ગયો હતો. તે જાગીરદાર ઠાકોરના ચહેરા નિસાન મને યાદ નથી તેને જોઉ તો પણ ઓળખી બતાવી શકું નહી મારી ત્રંકમાં ત્રણ હજાર રૂપીયાના દાગીના હતા.

એ પ્રમાણે ચારે નુકશાનદારોને પુછ તપાસ કરતાં હકીકત મળી પણ, તે જાગીરદારઠાકોર કોણ ? કયાંનો રહીશ ? અને તેનો કયાં તપાસ કરવાથી પતો મેળવી શકાય તે માટે તપાસની ચોકસ દીસા મુકરર ન થઇ શકવાથી મુદ્દામાલ તરીકે પોલીશ તાબામાં લેવામાં આવેલ બેગ, કોટ, આરસી વીગેરે ચીજો એક પછી એક બાબુ બીપીનચંદ્ર કાળજી પુર્વક તપાસવા લાગ્યો.

ધોએલ કોટ તપાસતાં તેના ઉપર ધોબીએ સંજ્ઞાદર્શક નિસાન કરેલ જણાયું. આરસી તપાસતાં પાછળના ભાગે કાગળ ઉપર વાંદરીયો

ભીલ એવું નામ લખેલ વાંચવામાં આવ્યું તેથી તે નામના અક્ષર તથા નેનુમલ મારવાડીને રૂપીયા એક હજાર લીધા બદલ પાવતીમાં કરી આપેલ શહીના અક્ષર સાથે મેળવણી કરતાં "ભી" "દ" તથા "રી" અક્ષરોનો મરોડ બરોબર મળતો જણાયો બુટ તપાસી જોતાં એક બુટના તળીયાંની બાજુની શીવણમાં ફાટ જણાઈ તે ફાટ ઉઘાડી તપાસતાં તેમાંથી રૂપીયા સોની નોટ નંબર ૩૩૪૫ કલકત્તાની મળી આવી બુટ કોના સીવેલા છે તે માટે અમદાવાદ શહેરમાં તપાસ કરતાં બુટની ઓળખ થઇ શકી નહી મનસુખલાલ ઝવેરીએ રજુ કરેલ બેગ કોની દુકાનેથી કોણે લીધેલી તે માટે તપાસ કરતાં કમરૂદીન નામના વોરાએ બેગની ઓળખ કરી કહ્યું કે–

આ બેગ મારી દુકાનેથી એક ભીલ ઠાકરડો આવી વેચાતી લેઇ ગએલ છે અને પોતાના સાહેબ દીલ્હી જવાના છે. માટે જલદી બેગ આપો, ગાડી ઉપડવાનો વખત થયો છે એમ કહી ઉતાવળ કરતાં મેં બેગ આપતાં બેગની કીમતના તે પૈસા ચુકાવી દોડતો સ્ટેશન તરફ ગયો હતો પરંતુ તે માણસને હું ઓળખી બતાવી શકું નહી.

એ પ્રમાણે હકીકત મળતાં આ બધા ગુન્હા કરનાર એકજ બદમાસ રેલ્વે સ્ટેશને ફરનાર ભીલ્લ જાતેના હોવાનું અનુમાન થતાં મનસુખલાલ ઝવેરીએ રજુ કરેલ બેગમાંથી મળી આવેલ ધોએલો કોટ ? રેલ્વે સ્ટેશન નજીક રહેનાર ધોબીઓને બતાવવામાં આવ્યો તો

તે કોટ રેલ્વે ઉપર રહેનાર ઠાકરડા કરણાજીનો છતાં તે પોતે ધોઇ આપી તેના ઉપર નીસાન પણ પોતાનુંજ કરેલુ છે એવું નાથા

નામના ધોબીએ ઓળખ કરી કહેવાથી કરણાજી નામનો ઠાકરડો રેલ્વે સ્ટેશન ઉપર કોણ છે તે માટે તપાસ કરતાં એવી હકીકત મળી કે

કાનમ જીલ્લાનો કરણાજી નામનો માણસ રેલવેમાં નોકરી કરવા માટે આવેલો પછી તે નોકરીમાં ન રહેતા પાછો તેના દેશમાં ચાલ્યો ગયો છે પણ તે કાનમ જીલ્લામાં કયા ગામનો રહીશ હતો તે બાબત કશો પણ પતો મળી શકયો નહી તેથી તેનો પતો મેળવવા બાબુ બીપીનચંદ્ર ગુંચવાડામાં પડયો, તો પણ

પન્નાલાલની ત્રંક ઉઠાવી જનાર બદમાસ પાસે સુરતની ટીકીટ હતી તે સુરત નહી ઉતરતાં વડોદરા તથા સુરત વચ્ચેના કોઈ પણ સ્ટેશને ઉતરી ગયો છે માટે સુરતની ટીકીટ કયા સ્ટેશને લેવામાં આવેલ છે તેનો પતો મળે તો તે બદમાસ કયાંનો રહીશ હતો તે શોધવું સહેલ થઈ શકશે એમ ધારી.

બાબુ બીપીનચંદ્રે વડોદરા તથા સુરત વચ્ચેના સ્ટેશને સુરતની ટીકીટ લેવામાં આવેલ છે કે કેમ? તે માટે તપાસ કરતાં મીયાંગામ સ્ટેશને સુરતની ટીકીટ લેવાએલ મળી આવી તે ઉપરથી

મીયાંગામ સ્ટેશન કાનમ જીલ્લામાં આવેલ છે માટે બદમાસ આસપાસ ગામનો રહીશ હોવો જોઇએ એવા અનુમાનથી કાનમ જીલ્લામાં કરણાજી ઠાકોર તથા વાંદરીયો ભીલ એ નામના માણસ માટે બાબુ બીપીનચંદ્રે ઘણીક રીતે તપાસ કરવા છતાં તે નામનો કોઈ પણ માણસ મળી આવ્યો નહી તેમજ વાંદરીઓ ભીલ્લ એવું નામ ભીલ્લ જાતીમાં અપાતું નથી એવું પણ તપાસ અંતે જણાયું, તેથી વાંદરીયો બીલ્લ એવું હુલામણાનું કે મશ્કરીમાં કોઈનું નામ દઇ બોલાવવામાં આવે છે કે કેમ? તે માટે તપાસ કરતા પતો મળ્યો કે

શેરપુરા ગામમાં ગેમલજી ગુમાનસીંહ નામનો ભીલ રહે છે જે વણોજ બદમાસ છતાં દેસાવરમાં ગુન્હો કરી આવી માલ લાવી પોતાનું ગુજરાન ચલાવે છે તે ગેમલજીને લોકો "વાંદરીયો ભીલ" કહી મશ્કરી કરે છે. તે ઉપરથી ગેમલજીનો તપાસ કરતાં ગામમાં હાજર હોવાનું જણાયું ગુપ્ત રીતે બાબુ બીપીનચંદ્ર જઇ ગેમલજીને જોતા મનસુખલાલના કહેવા પ્રમાણે ચહેરા નિશાન મળવાથી તેજ બદમાશ આ તમામ ગુન્હા કરનાર છે એવી બાબુ બીપીનચંદ્રની પુર્ણ ખાત્રી થઇ તેથી ગેમલજીની છાપરીની જડતી લેવા સ્થાનીક પોલીસને બાબુ બીપીનચંદ્રે બોલાવતાં પોલીસ અમલદાર આવવાથી ગેમલજીની છાપરીની ઝડતી લેવાની છે એવું બાબુ બીપીનચંદ્ર કહેતાં, તે પોલીસ અમલદારે કહ્યું કે

તેની છાપરીની ઝડતી મેં કાલેજ લીધેલી છે અને વારંવાર લેવાય છે છતાં તેની છાપરીમાંથી કશો પણ માલ મળી આવતો નથી. તે ઉપરથી

બાબુ બીપીનચંદ્રે ગેમલજીની છાપરીની ઝડતી પોતાના રૂબરૂ લેવા જરૂર છે એમ કહેતાં પોલીસ અમલદારે છાપરીની ઝડતી લેવી શરૂ કરી, બાબુ બીપીનચંદ્ર જાતે છાપરીમાં તમામ જગે બારીક તપાસ કરવા છતાં કંઇપણ મુદ્દેમાલ મળી આવ્યો નહી તેથી ઉદાસ થઈ ગેમલજીના ચહેરા સામે એકી નજરે જોતા બાબુ બીપીનચંદ્ર બેશી રહેતાં, ગેમલજીની દૃષ્ટિ વારંવાર છાપરીમાં પાથરેલ ખાટલા તરફ જઈ અટકતી હોવાનું જોવામાં આવવાથી

હરામખોર બદમાસો મુદેમાલ વગે કરવા માટે જે તદબીરો વાપરે છે તેમાં ખાટલાના પાયા ઉપળાં, ઇસો પણ પોકળ કરાવી મુદે-માલ છુપાવતા હોવાનું બાબુ બીપીનચંદ્રની જાણમાં હોવાથી ગેમલજીની દૃષ્ટિ વારંવાર ખાટલા તરફ જઇ અટકી રહેતાં ખાટલો પોકળ હોવાનો બાબુ બીપીનચંદ્રને શક આવ્યો અને કે તુર્ત ઉઠી ખાટલાનો પાયો ઉચકી પાયા નીચે જોયું તો પાયામાં લાકડાની ડગળી મારેલ જોવામાં આવી તેથી તે ડગળી ખોલાવી જોતાંજ

પાયામાંથી કેટલુક મુદ્દામાલનું ઝવેરાત મળી આવ્યું, અને તેજ પ્રમાણે બીજા પાયા, ઇસો, તથા ઉપળાં પણ પોકળ જણાતાં તે ખોલાવી જોયાં તો તેમાંથી પણ બાકીનું ઝવેરાત મળ્યું તે પોલીસ તાબે લેવડાવ્યું અને ગેમલજીને પુછતાં પોતે ભણેલ હોવાનું કહેતા તેના પાસે " દા. કરણાજી ગંભીરજી સહી દશકત પોતે " તથા વાંદરીયો બાલ્ર એવું લખાવતાં તે પ્રમાણે ગેમલજીએ એક કાગળ ઉપર લખી આપ્યું એટલે તે અક્ષર પેલી નેનુમલને આપેલ પાવતીમાં કરી આપેલ સહી તથા આરસી પાછળ લખેલ અક્ષર સાથે મેળવતા બરોબર મળતા આવ્યા તેથી બાબુ બીપીનચંદ્રે મનસુખલાલ ઝવેરીનું ઝવેરાત વીગેરે ચોરવાના ગુન્હા માટે ખરી હકીકત કહેવા ગેમલજીને પુછપરછ કરતા

બાબુ બીપીનચંદ્રની ગુન્હા શોધી કહાડવાની અજબ શકિતથી તાજુબ થઈ ગેમલજીએ બાબુ બીપીનચંદ્રને ધન્યવાદ આપ્યો અને પોતે ગુન્હા કબુલ કરી લેતાં તેના ઉપર ચાર્જ શીટ જુરી ભરી શીક્ષા કરાવવા માટે પોલીશ તરફથી કાયદેસર તજવીજ કરવામાં આવી હતી.

**નોંધ**—આ તપાસ પુરી થતાંજ સરદારગંજ શહેરમાં બનેલ ગુન્હાનો પતો મેળવવા બાબુ બીપીનચંદ્રને હુકમ મળતાં તે સરદારગંજ જવા ઉપડી ગયો છે તે માટે વાંચો મણકો ત્રીજો "બદમાશ ભીલ બટુકજી."

**દોહરો.**

વીનંતી વાંચક વૃંદને, પુસ્તક હોય પસંદ,
આપો, વાંચી અવરને, લે, વાંચી આનંદ.







# જાહેર ખબર.

હમારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ પુસ્તકો.

| | |
|---|---|
| ૧ પ્રબોધમાળા ... ... ... ... | ૦–૩–૦ |
| ૨ ગાંડીયા તાવનો ગજબ ... ... ... | ૦–૦–૬ |
| ૩ બેટ ગોમતીનો ભોમીયો ... ... ... | ૦–૮–૦ |
| ૪ બેટ દ્વારકાનો ભોમીયો ... ... ... | ૦–૮–૦ |
| ૫ પોલીસ એકીકરણ ... ... ... ... | ૧–૦–૦ |
| ૬ ગામકામદારના કર્તવ્ય ... ... ... | ૧–૦–૦ |
| ૭ પોલીસ કર્તવ્ય ... ... ... ... | ૧–૦–૦ |
| ૮ પોલીસ દર્પણ ... ... ... ... | ૨–૦–૦ |
| ૯ છુપી પોલીસ | |
| મણકો ૧ લો બદમાશ બાબરીયો. ... | ૦–૨–૦ |
| ,, ૩ જો બદમાશ ભીલ બટુકજી ... | ૦–૨–૬ |
| ,, ૪ થો વીદ્વાન વાઘરી વાઘલો ... | ૦–૨–૬ |
| ,, ૫ મો શીર હીંદુ, ધડ મુસલમાન | ૦–૨–૬ |
| ૧૦ ભેદી ખુન (યાને) પોલીસ પ્રપંચજાળ (સચીત્ર) | ૦-૧૨-૦ |
| ૧૧ ગુજરાતનો ભીલ (યાને) બદમાશ બનીયો ... | ૧–૦–૦ |

મુ. પલસાણા
સચીન થઇને
(પ્રાંત નવસારી)

કર્તા
**નારદલાલ જેશંકર પોટા**
(સબ પોલીસ ઈન્સ્પેકટર.)

**છપાવી પ્રસિદ્ધ કરનાર.**
**ગુલાબભાઈ હરીભાઈ ગોળાવાળા.** સ્ટેશન રોડ–**સુરત.**
**સુરત** બરાનપુરી ભાગળ ભાઠવાળી પોળમાં આવેલા
**શ્રી 'અનાવિલ બંધુ'** પ્રીન્ટીંગ પ્રેસમાં
**ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે** છાપ્યું.

